ॐ रसो वै सः ॥

માત્ર આપ્તવર્ગ સારું

શ્રીમન્
મહાકવિ જયદેવ વિરચિત

# ગીતગોવિંદ.

ભાષાંતરકર્તા
કેશવ હર્ષદ ધ્રુવ, બી. એ.

"આર્યોદય" પ્રેસ, અમદાવાદ.

૧૯૫૦

કિંમત ૦-૪-૦

૫૬૭૮

શ્રીમન્

મહાકવિ જયદેવ વિરચિત

# ગીતગોવિંદ.

## સર્ગ ૧.

(શાર્દૂલવિક્રીડિત.)

'ઘેરાયો ઘનઘોર મેઘ, સ્ફુરકે ગાઢાં તમાલો, અને
બીહે બાળમુકુંદ આ રજનિયે; જા જોડ લૈ રાધિકે!'
એવા નંદનિદેશથી વિચરતાં સાનંદ વૃંદાવને
કુંજે કુંજ મચેલી કેલિ હરિ ને રાધાની જે, ધન્ય તે!

(વસંતતિલક.)

વાગીશ્વરીતણી વિભૂતિ ઉરે સુહાવી,
પ્યારી સમીપ નટનાગરતા ભજાવી;
શ્રીરાધકારમણ સુંદર સ્યામકેરી,
લીલા લલિત જયદેવ રૂદે અનેરી.

(દ્રુતવિલંબિત.)

હરિતણા ચરણે ઉર જો રમે,
રતિવિલાસકથા કદી કે ગમે,
શ્રવણ તો ધર આ રસરેલણી
મૃદુલ મંજુ ગિરા જયદેવની.

(શાર્દૂલવિક્રીડિત.)

વિદ્વત્તા કવિરાજ ધોયીતણી, ને ઉમાપતિની સુણી
શબ્દાડંબરી શૈલી, ફૂટ કવિતા તાત્કાલિકી શર્ણની,
શ્રીગોવર્ધનકેરી વાણી વળી છે શૃંગારસારે ભરી,
પંકાયે જયદેવની જગતમાં સંદર્ભની માધુરી.

---

(માલવ રાગ રૂપક તાળ.)

પ્રલય સમય પયથી શ્રુતિ લીધ બચાવી
નવલી નાવલીલા વિલસાવી
ધરી માધવ મચ્છનું રૂપ, જય જગદીશ હરે!
પૃથુલ પીઠે પ્રૌઢી પૃથિવિ દૃઢ ધારી,
પડી જહિં આંટણુતણી ગડી ભારી,
ધરી કૃષ્ણજી કચ્છપ રૂપ, જય જગદીશ હરે!
દંતુડીતણી તીણી અણીપર ધરણી,ઊધારી,
અંક શી ઇંદુ વિષે શુભ ધારી,
ધરી વરદ વરાહનું રૂપ, જય જગદીશ હરે!
કરકમળે નખકંટક ધરી અણિયાળો
કીટ હિરણ્યકશિપુ દળી વાળ્યો
ધરી નટવર નરહરિ રૂપ, જય જગદીશ હરે!
બળિ છળિયો ત્રણ અદ્ભુત ડગ ભરી,વામન,
પાવન કરી પાદોદકથી જન
ધરી વિઠ્ઠલ વામણું રૂપ, જય જગદીશ હરે!
દીધ જેનના ભવપાપકુતાપ શમાવી
ક્ષત્રરુધિરહ્રદ સ્નાન સજાવી
ધરી ભૂધર ભૃગુવર રૂપ, જય જગદીશ હરે!

રણુ રમણીય દિક્પતિપ્રિય આહુતિ આપી
દશ દિશમાં દશશિરશિર કાપી
ધરો શૌરિ રઘુપતિ રૂપ, જય જગદીશ હરે !

પામરી ગૌર તને ઘનશ્યામ સુહાવી,
શરણુ સભય યમુના જયમ આવી,
ધરો શ્રીવર હળધર રૂપ, જય જગદીશ હરે !

નિંદી સઙ્ શ્રુતિ યજ્ઞનાં પશુહિંસા યુત,
કરુણારસબસ હૃદયે, સુવિહિત,
ધરો વિભુવેશ્વર બુધ રૂપ, જય જગદીશ હરે !

ધૂમકેતુ સમ ક્રૂર કુટિલ તરવારે
મરડી મ્લેચ્છસમૂહ વિદારે
ધરો કેશવ કલ્કિનું રૂપ, જય જગદીશ હરે !

શ્રવણ ધરો શ્રુતિસાર અપાર સુખાળી
શ્રીજયદેવનીં વાણી રસાળી
ભૂભરહર દશવિધરૂપ, જય જગદીશ હરે !

(શાર્દૂલવિક્રીડિત.)

ઉદ્ધારી શ્રુતિ, ધારી ભારો ભુવનો, તારી દંષ્ટ્રીથી મહી,
દૈત્યેન્દ્રે દળીને, છળી જ બળિને, ક્ષત્રાવળિ સંહરી,
રોળી રાવણુ, ચોળી બલ્વલ હળે, બોળી દયા વિસ્તરી,
મારી મ્લેચ્છ કરે સદા કુશળ જે, તે કૃષ્ણુ રક્ષો સહી !

(ગુર્જરી રાગ, નિઃસાર તાલ.)

મોરમુગટ શિર સુંદર, મુરલી કર એ,
ઉર વનમાળ સુવેશ, જય જય દેવ હરે !
કાલિય વિષધર ગંજન, જનરંજન એ,

યદુકુળકમળ દિનેશ, જય જય દેવ હરે!
જાનકીજીવન સુધાધન, જગ પાવન એ,
દશમુખકુળના કાળ, જય જય દેવ હરે!
દિનમણિમંડળ મંડન, ભવ ખંડન એ,
મુનિમનનલિન મરાળ, જય જય દેવ હરે!
મધુમુરનરકવિનાશન, ગરુડાસન એ,
સુરકુળ સૌખ્યનિધાન, જય જય દેવ હરે!
અમળ કમળ સમ લોચન, દુઃખમોચન એ,
ત્રિભુવન સંભવસ્થાન, જય જય દેવ હરે!
નૂતન ઘન સમ સોહન, મનમોહન એ,
શ્રીમુખચંદ્ર ચકોર, જય જય દેવ હરે!
દાસ લહી સરવે શૂળ કર નિર્મૂળ એ,
નટવર નંદકિશોર, જય જય દેવ હરે!
પડિયે તુજ પદપંકજ, લહી રંક જ એ,
સાર કરોની અમારી, જય જય દેવ હરે!
શ્રીજયદેવનું આ પદ હરી આપદ એ
હો મુદદાયક હારી. જય જય દેવ હરે!

(વસંતતિલક.)

લક્ષ્મીજીના કુચનું કુંકુમ અંક લેતે
લાગેલું ઉર હરિને રતિકેલિયે, તે
સ્વેદે કરી પસરી અંતરનો જ રાગ
દર્શાવતું સુખદ હો સઉને અથાગ!

(શિખરિણી.)

વસંતે વાસંતી સમ મૃદુલ અંગે મધુવને
નિકુંજે ને કુંજે ઢુંડતી હરિને સુંદરી ભમે;

તહિં તાલાવેલી લહી અધીરી રાધાતણી ઉરે
વદે વેગે આલી મદનમદમીણી છબિલીને:–

(વસંત રાગ, યતિ તાલ.)

લલિત લવંગલતાપરિમલમય મધુર મલયવા વાયે;
અલિકુલ ને કોકિલના કલરવ કુંજે અવ ઊભરાયે;
નટવર મદભર સલુણીસમાજે
વિહરે હરિ વિરહીને વિધુરા કરતા આ ઋતુરાજે. ધ્રુવ૦

મૃગમદ સમ મંજુલ નવપલ્લવ વાસ તમાલ લસાવે;
જાઇ જૂઈ નવમલ્લી સુવલ્લી પરમ પરાગ બહાવે; નટવર૦

મધુપ શું વિલસે બોરસળી બની પ્રફુલિત લલિત લળંતી;
વિલપે ત્યમ ત્યમ વિકળ વિરહિણી મદનઅનળમાં જળંતી; નટવર૦

માધવીને પરિરંભી રસાળે મુકુલપુલક દરસાવે;
તરુણ કરુણ વિહસે રસરભસે નિર્લજ જગ લહી સાવે; નટવર૦

વીંધે વિરહિહૃદય વિષમશર કેતક કુંતની ધારે;
કોટિક કિંશુક કુટિલ નખે વળી યુવજનનયન વિદારે; નટવર૦

પાડલ પુષ્પ શિલીમુખ સંયુત શરધિ ભાવ ભજાવે;
કામતણા કલ કાંચનદંડ શું કેશર કુસુમ સુહાવે; નટવર૦

યમુનાતટ નિર્મળ વૃંદાવન વિપિન વિષે રસભાવે
સંયોગિસુખદાયી સમય આ મન મુનિનાં ય ચળાવે; નટવર૦

રસબસ વનવર્ણન મનહરણું શ્રીજયદેવનું આ જે,
શ્રોતાની મતિ તે થિર થાપો શ્રીવરના ચરણાબ્જો! નટવર૦

(માલિની.)

રહીં સુલલિત લે'કી ફૂલડે ફૂલવારી;
મધુરીં મધુરીં તેની મે'કથી મોહકારી,
સમીર સહી! વહે આ આગ અંગે પસારી
વિષમ વિતનુકેરો પ્રાણ હા! પ્રાણહારી.

(શાર્દૂલવિક્રીડિત.)

શ્રીગંડે વસતા ભુજંગ ડસતાં, લે'રે વિષાવાસથી
જાયે માલય જો હિમાલય વિષે ઝંપાવવા ત્રાસથી;
ને આ મંજરીં મોરની મુખ ધરી નર્તતો ઉલ્લાસથી
પૂરી પંચમ કોકિલા મદભરી ટૌકે રસાળે સખી.
શારે કર્ણ જ કોકિલા કુહુરવે ડાળે રસાળે ઝૂલી
ને ડારે મધુ પી નવીન મદમાં મોદંતી ભૃંગાવલિ,
તેવા આ મધુમાસમાં વિરહની પીડે પ્રવાસી ફુલી
સાધી પ્રેમસમાધિ આધિ વીસરે કેમે પ્રિયાને મળી.

(વંશસ્થ.)

અનેક શ્યામા શું ભુજો ભરી ભરી
રમંત રંગે નવલી લીલા હરિ,
બતાવતી કામિનીને કરે કરી
સહી તહિં સ્નેહશું વાણી ઉચ્ચરી.

(રામગરી રાગ, યતિ તાલ.)

ચંદન ચર્ચિત, પીત વસન, ઘનશ્યામ શરીર સુહાવે;
મણિકુંડળ ગંડસ્થળ લળકે; ઉર વનમાળ લસાવે;
હરિ રસીલી! વનમાં વિલસે વિલાસી નવલ લલના શું રસે. ધ્રુવ૦

રાસ રમે રમણી તતથૈ, હાંસી નટવર વેણુ વજાવે,

લળોઁ લળોઁ લાડલોઁ તાળોઁ લિયે વર કંકણ કર ખળકાવે; હરિ૦

પીડી પીન પયોધરથી પ્રભુને ભુજમાં ભીડોઁ ભાવે
રસરભસે સુર પંચમ પૂરી કો તિય રાગ મિલાવે; હરિ૦

લોભન લોલ વિલોચન હરિનાં મળતાં કો વ્રજબાળી
મદનવિવશ બનીે વદનકમળ રહે મનમોહનનું નિહાળી; હરિ૦

કોડે કોઇક કાન મહિં કંઇ કે'વાનું કરીં કામા
રોમાંચિત રસબસ રસિયાતણું ચૂમે મુખ મસ શ્યામા; હરિ૦

કોઇક કેલિકળાકુતૂહળથી મંજુલ વંજુલ કુંજે
યમુનાતટ હરિને હરીને પટ આકર્ષે રસપુંજે; હરિ૦

ચુંબનથી પરિરંભણથી રતિલંભનથી વ્રજબાળી
તર્પીં કટાક્ષ સુહાસ વિલાસથી રાસ રમે વનમાળી; હરિ૦

રાસવિલાસરહસ્ય રસે ભર્યું ત્રિભુવનજનમનહારી
શ્રીજયદેવ પ્રકાશિત હો સઉ સુરસિકને સુખકારી! હરિ૦

(શાર્દૂલવિક્રીડિત.)

અંગે ઉત્પલ તુલ્ય રંગરસિયા આનંદ વર્ષાવતા
લૈ લૈ અંક રમંતી રમ્ય રમણીકેરે ઉરે ભાવતા
જો શૃંગારરસાધિદેવ નવલા રાજ્યે ઋતુરાજના
ખેલે મન્મથનો મહોત્સવ સુહાવંતા, સ્વયં આજ આ.
રામા રાસવિલાસની રમઝટે નર્તે મંદે, ને હરિ
ગાયે ગીત ઘુમાવીં ત્યાં ભુજભરી રાગાંધ રાધાપૂરી
'આહાહા અમીં માવ શી મુખ વશી!' એવું મિષે ઉચ્ચરી
ચૂમે ચશ્ચર્શોં, ને હસે હોંસી હરિ, તે શ્યામ રો' શ્રીપૂરી!

**इति श्रीगीतगोविन्दे महाकाव्ये प्रथमः सर्गः।**

## સર્ગ ૨.

(હરિણી.)

નિરખી તરુણીસંગે રંગે રમંત પિયુ વને
ન સહી તરુના પુંજે કુંજે કહિંક ભરાઇને,
મધુપ મધુ પી ગુંજે રુંજે સુમંજુ, તહિં મદે
વિષમ વીસરી ઢીલીવીલી રસીલી રહી વદે:—

(ગુર્જરી રાગ, યતિતાલ.)

અધરસુધા પૂરી વશકરણી વાતા વેણુ રસાળી,
મૌલિ લચાવી દગંચલ ચંચળ નચવંતા વનમાળી
આવે ઉર તરી હરિ આંહિ રાસે રમતા હાંસાં હસાં રાસવિલાસે. ધ્રુવ૦

ચંચળ કર્ણવતંસ વિભૂષિત, મોરમુગટ શિર ધારી,
સતડિત સુરધનુ મંડિત ધન સમ સુંદર વિપિનવિહારી, આવે૦

વ્રજવનિતાનાં વદન વળી વળી ચૂમંતા રસલોભી,
મધુર અધરપલ્લવથી બિંબે લજવંતા, સ્મિતશોભી, આવે૦

પુલકિત વિપુલ કરે રમણીને અંક અનંક ભરંતા.
ઉર-કર-ચરણ-વિભૂષણમણિનાં કિરણે તિમિર હરંતા, આવે૦

ચંદનતિલક અંબુદમંડિત ઇંદુરુચિ ય નિંદંતા,
પીન પયોધરે પીડી કરે કરી નિર્દય હૃદય ભીડંતા, આવે૦

મકરાકાર મનોહર મણિમય કુંડળ ધરતા કાને,
પીતાંબર પ્રભુ સકળ-સુરાસુર-મુનિ મનમોહન વાને, આવે૦

ધવળ કદંબ તળે મળી માધવ કેલિકલહ શમવીને
મુજ મનમાં મદમોદ મચવતા નયને રતિરસભીને, આવે૦

શ્રીજયદેવ રચિત હરિકેરું વર્ણન આ મનહારી
ભગવદ્ભાન કરાવો ભાવિકજનને પાવનકારી! આવે૦

(હરિણી.)

ભ્રમિત ભ્રમણા ભાગી, ત્યાગી ઝૂંડી કૂડી કૂથલી,
લલિત લગની લાગી, જાગી ગુણોની ધુની હુંડી,
હરિજી વિહરે રીઝી બીજી શું મેલી મને સહી
મન રહ્યું રમી તોયે મોહે, કરું શું, સહી! તહીં.

(માલવ રાગ, એકતાલી તાલ)

મુજને ચકિત વિલોકતો ચહુ દિશ તે નિશિ નિર્જન કુંજે
નિરખી લાલ લપાઇ રહેલા મલપંતા રસપુંજે
સખી! તે કેશિમથન મુરારિ
મેળવ મદનમદોન્મદ મુજશું રસબસ કુંજવિહારી. ધ્રુવ૦
પ્રથમ સમાગમની મુજ લજ્જા મિષ્ટ વચનથી હરંતા,
મરકલડું કરી મંદ હું વદતાં પટ મુજ શિથિલ કરંતા સખી! તે૦
રમતા મુજ ઉરપર જ સુચિર જે કિશલયશયન સજાવી,
અધરસુધા પીતા ત્યમ પાતા ભુજજુગ બીડી ભીડાવી સખી! તે૦
શ્રમજલસિક્ત કલેવર ને દૃગ અલસમીલિત મુજ જોઈ
પુલકિત પ્રભુ બનતા અદકેરા મદન વિવશ મન મોહી સખી! તે૦
મદકલ કોકિલના કલ શી મમ સુણી ન સુણી કિલકારી
કામકળાની કળા ય હરી હરિ રમતા વિપિનવિહારી સખી! તે૦
ફૂલના ફૂંગર ગરંત કબરીની શિથિલિત લટ ભલી રીતે
સંગ્રહી સંભ્રમથી ભ્રમતી અતિ ચુંબન કરતા પ્રીતે સખી! તે૦
રણુરણુતી રશના કટિની મુજ તૂટંતી ય ન વિચારી;
સ્તન ઘન પર સ્મરજયલેખાવનિ લખતા નખ બેસારી સખી! તે૦

ઝણુકંતો મણિનૂપુર જ્યમ જ્યમ ચરણે મુજ રતિરંગે,
ત્યમ ત્યમ કેલિ મચવી મસ્ત મદથી કોડ પૂરંત ઉમંગે સખી! તે૦
રતિરસ પાન કરી કર્યું મન મમ લીન થતું મસ્ત લ્હેરે,
મધુસૂદન પણ લોચનિયાં નિજ મીચંતા મદ ઘેરે સખી! તે૦
રતિરમઝટના શ્રમથી પરમ મમ વિકળ લસતી વપુવેલી,
કેલિ સુખે બની લીન રસિક વર વિલસંતા મન મેલી સખી! તે૦
શ્રીજયદેવ રચિત હરિકેરી સુલલિત આ રતિકેલિ
રતિ ઉર અર્પો વિરહે વિહ્વળ વનિતાએ વર્ણેલી! સખી! તે૦

(શાર્દૂલવિક્રીડિત.)

ભામા ભ્રૂ મરડી સુદીર્ઘ નયને દૃષ્ટિશરો સાંધતાં,
ભાળીને મુજને સરંતી કરથી બંસી ય ભૂલી જતા—
પાણી પાણી થતા—વિલક્ષ મધુરા મંદસ્મિતે શોભતા—
હર્ખું ને નિરખું હું આ હરિજીને ગોપીતણા વૃંદમાં.

(શિખરિણી.)

સખી! શાખી લે'રે અનળ પ્રગટાવી તન દહે;
ભ્રમંતી ભૃંગી એ શ્રવણ મુજ ભેદે કલકલે;
રસાળે આ સાલે મહમહ ફુરી મે'ક મુકુલે;
હહા! રક્તાશોકે ટશરો શિખરિણીયે દૃગ દલે.

(શાર્દૂલવિક્રીડિત.)

નર્તંતી ભ્રૂકુટિથકી રસભર્યા મંદસ્મિતે ભાષતી,
ઢીલી વેણી કસી કરે કુચતણી કાંતિથી શોભતી
ગોપી ઓર્ડ્ર નિહાળી વિહ્વળ બની સોત્કંઠ તેની છબિ
નિત્યે નંદકિશોર રમ્ય રટતા રૂડી ઉરે દ્યો રતિ!

**इति श्रीगीतगोविन्दे महाकाव्ये द्वितीयः सर्गः**

## સર્ગ ૩.

(અનુષ્ટુપ.)

માયાના બંધથી બાંધ્યા, શ્રીરાધા રટતા ઉરે,
ગોપાળે વ્યાકુળા ગોપી ગરવી તજી નીસરે.

(વંશસ્થ.)

વળી વળી શોધી વળી સઉ સ્થળે.
અનંગનાં બાણથકી વિદ્ધ વિંધુએ,
સ્મરી સ્મરી સુંદરી શોચતા ઉરે;
કલિંદકન્યાતટ આમ ઉચ્ચરે:-

(ગુર્જરી રાગ, યતિ તાલ.)

વૃંદમાં વનિતાતણા મુજને રમંત નિહાળી,
ચાલી ગઈ, ન વળાઈ મેં પણ દોષથી ડરી વાળી;
હરિ હરિ! અનાદર થયે ગઈ ગોરી રીસાઈ! ધ્રુવ.

વિધુરી વિરહે હા! શું કરશે? ઉચરશે શું વામ?
ભવન, ધન, આધીન વ્રજજન, જીવન મમ શે કામ! હરિ હરિ.

આ રહી મુજ ઉર માંહિ અહિં રમણી, મન રમાડું;
રવડું શીદ વન વન વૃથા, શીદ વિલપું વા ભમથાડું? હરિ હરિ.

તરવરી તરી નજર હજુર જ રહી આ હું નિહાળું,
તદપિ સાંઈ ન દે મદે પ્રમદે! તું ક્યમ જ સુખાળું? હરિહરિ.

હૃદય તુજ લહું તન્વી! ઈર્ષાવેશથી અતિ ખિન્ન;
લહું ન ગઈ કહિં, શમવી શકું નહિ રોષ તુજ ગતિભિન્ન. હરિહરિ.

ભ્રૂકુટિ કુટિલ કરેલ ક્રોધે ભામિનીતણી ભાળું;

વદન હા! અલિવૃંદ યુત અરુણા કમળ શું રૂપાળું. હરિહરિ०

નહિ કરું કદી આમ નામે માનિની! કર મે'ર;
ઝાંખી દે; તન સાંખી ન શકે વિષમશરનું વેર. હરિહરિ०

કેંદુબિલ્વમયંક મોહનચરણ શરણ સદાય
અસહ આ હરિવિરહ શ્રીજયદેવ કવિવર ગાય. હરિહરિ०

(હરિણી.)

કુવલય ગળે વીંટયાં છે આ, હળાહળ હા નથી;
ઉર કમળની માળા છે આ, નથી નર્યો વાસુકિ;
સુખડ શરીરે ચર્ચી છે આ, વિભૂતિ નથી નથી;
નર્યો જ હર હું; મારે કાં તું અનંગ ચૂકી ઝુકી!

(શાર્દૂલવિક્રીડિત.)

શાને મોર કરે ધરે! શોદ અરે ચાપે ચઢાવે તું એ!
સેંજે વિશ્વ જીતી પરાક્રમ કશું ઘાયેલને ઘા કર્યે!
સુભ્રૂના અતિ તિક્ષ્ણ નેત્રશરથી વીંધાઇ વીંધાઇને
જો જો આ જીવ હા! સુધા અધરની ઝંખંત શોભાય છે.

(વસંતતિલક.)

શું ભ્રૂ રૂપે વિતનુએ દીધ ચાપ અર્પી,
ને કર્ણકુંડળી રૂપે પણછે સમર્પી,
ને આપિયા શર કટાક્ષ રૂપે જ એને,
શક્તિ પ્રમાણી જગતીજય માટ મેને!

(શાર્દૂલવિક્રીડિત.)

તીનાં લોચનતીર, તેહ હઇયું ભ્રૂચાપ યોગે ચીરે;
કાળી નાગણ શી અને કુટિલ, તે વેણી મ પ્રાણો હરે;

ચોરે રાગથી ચિત્ત જે અધર, તે પૂરે જ મોહે ઉરે;
તલ્પી તલ્પી કુચો સુવૃત્ત પણ હા! કાં જીવ લેવા કરે?
નર્તે રોમ ભીડી ભુજે, ઠરી રહે પક્ષ્મો ઇંડા વિભ્રમે
વાસે શ્વાસતણા સુરમ્ય વિકસે ઉલ્લાસી વક્ષસ્થળે,
મોહે ચિત્ત મીઠે સુરે, મુખસુધા પી પ્રાણ ડોલે મદે,
સાધી સ્નેહસમાધિથી સુખ સહુ ત્રે'વ્યાધિ આ કાં વધે!

વાંકી ડોકથી ડોલતે કંઇ શિરે વાતાં ઇંડી વાંસળી
રામા રાગની માધુરી મહિં મહામોહે રહી'તી ડુલી;
આકર્ષાઈ તહિં સુમુગ્ધ મધુરા રાધામુખેંદુ ભણી
ઊર્મિ કૃષ્ણકટાક્ષની ઉલટતી અર્પો સુધા સુખની!

**इति श्रीगीतगोविन्दे महाकाव्ये तृतीयः सर्गः।**



## સર્ગ ૪.

(અનુષ્ટુપ.)

જમુના નદીને તીરે મંજુ વંજુલ કુંજમાં
નેહઘેલા વ્હીલા લાલા પ્રત્યે કે' જે સખી ત્યહાં:—

(કર્ણાટ રાગ, યતિ તાલ.)

મન્મથના શરના ભયથી અતિ અંતર કીર્તિકુમારી
ચિંતનમાં તમ તે તરુણી રહી લીન બની જ વીચારી;
હે હરિ! તે તમ પ્યારી
વિરહવિધુર તમ માટ રસિકડી તલસે છે સુકુમારી. ધ્રુવ॰
વિષ સમ વિષધરસંગથી અંગે અનિલ લહે અઘ કારી
ચંદન ચંદ્રકિરણ પણ નિંદે ખિન્ન બની હીર હારી; હે હરિ॰
અગણિત મદનતણા શરથી જ્યમ રક્ષા સારું તમારી
સજળ કમળદળ કવચ વિપુલતર વિધુર રહે ઉર ધારી; હે હરિ॰
દુર્લભ સાંધતણા સુખ સારું વિકટ શકે વ્રત ધારી
રંગ અભંગ જ જોગ કુસુમશરશયન સજે સુકુમારી; હે હરિ॰
દારુણ રાહુદરશનથકી દલને ગળતી સુધારસ હારી
શશિછબિ શી જળમય લોચનિયે સુરત સુહાવે સારી; હે હરિ॰
પ્રણમે મેન મિષે મૃગમદથી ચિતરી મૂર્તિ તમારી
મીન નીચે કરીને કરમાં ધરી આમ્રમુકુલ મુરારિ! હે હરિ॰
'માધવ! પાવલિયે પડી છું તમ, મે'ર કરો ભણી મારી
દેહ દહે હિમરશ્મિય તમ વિણુ' એવું જ રહી ઉચ્ચારી; હે હરિ॰
ધ્યાન ધરી ઊપજાવી સુદુર્લભ મોહન મૂર્તિ તમારી
તે તલપે, કલપે, વિલપે, પ્રલપે જઈ દુઃખ વીસારી; હે હરિ॰

શ્રીજયદેવ ભણિત વિરહાતુર તન્વીતણી દુખિયારી
દીન દશા સખી વર્ણિત નિત્ય રહો વિરહાર્તિ નિવારી; હે હરિ૦

(શાર્દૂલવિક્રીડિત)

ભાસે રાન ભયાન શું ભવન; ને છે જાળ શી માળ તે;
ઊન્હા શ્વાસ સહિત તાપ તનનો દાવાગ્નિ વિકાળ છે;
વિજોગે તમ તે ય વ્હાલી મૃગલી જેવી જ હા બાપડી છે;
કામે કાળ બને જ દુષ્ટ દમતો શાર્દૂલવિક્રીડિતે.

(દેશાખ રાગ, એકતાલી તાલ)

ઉર પરની સુલલિત ફૂલમાળા
ભાર લહે જ વિરહકૃશ બાળા
રાધિકા તવ વિરહે કેશવ ! ધ્રુવ૦
શંકે સઘન ચંદન પણ આરું
વિષ જ્યમ વિષમ, ધ્રૂજે વપુ વારું રાધિકા૦
શ્વાસ સુતમ વિતત અતિ મૂકે
મદનઅનળનો ધમણ જ્યમ ધીકે રાધિકા૦
હિમકણકલિત કમળ સમ સાવે
સજળ નયન દિશ દિશ ફરકાવે રાધિકા૦
પ્રજળી હોળી રહી જ્યમ હોયે
કિશલયશયન સભય ત્યમ જોયે રાધિકા૦
સંધ્યા સમ અરુણે કર ધારી
વામ કપોલશશી રહી ધારી રાધિકા૦
મૃત્યુમુખે તરફડતી જ મેહે
સસ્પૃહ 'હરિ હરિ હરિ' જ જપે એ રાધિકા૦
શ્રીજયદેવની વાણી રસાળી,
હરિચરણાર્પિત દો દુઃખ ટાળી ! રાધિકા૦

(શાર્દૂલવિક્રીડિત.)

કંદર્પજ્વરથી બળી બળી થતી તન્વંગી તે નાથ હે!
ચંપા ચંદન ચંદની કમળની વાતે જ વ્હીલાય છે;
એકાંતે પણ તે શીળી અવનવી મૂર્તિ તમારી ઉરે,
ધારી ધારી જ જાવરી વિરહથી વા'લી જીવે છે કયમે.

(ઉપેન્દ્રવજ્રા.)

સ્મરજ્વરે સુંદરી તરફડે છે,
ઉગારી લો સંગસુધા વડે એ;
અહો ભિષગ્રત્ન! કરે ગ્રહો રે,
ઉપેંદ્ર! વજ્રાત્મક ના ઠરો રે!

(શાર્દૂલવિક્રીડિત.)

લોથે, ધ્યાન વિષે બૂડે, દૃગ બીડે, કંપે, રુઆં પાંગરે,
સીત્કારો દરસે, લવે, ઊઠી ઊઠી દોડે, પડે ભૂતળે,
ઝોબાયે અતનુજ્વરે સુતનુ તે; કીજે કૃપા ને કરે,
લીજે, હે રસવૈદ્ય! તે તમ રસે જીવે, ન બીજે વળે.

(પુષ્પિતાગ્રા.)

પલકતી પલકે ય વ્યગ્રવ્યગ્રા
રસિકડી ડાળ રસાળની સમગ્રા
સુચિર વિરહપીડમાં ઉદગ્રા
ક્યમ જીવશે અવ જોઇ પુષ્પિતાગ્રા?

(શાર્દૂલવિક્રીડિત.)

મેઘે મૂશળધાર ગોકુળ ભયે વ્યાકુળ ભાળી બળે
લે ગોવર્ધન ઊચળી મૂળથકી તોળી જ એકાંગુળે
વાધંતો ભુજથંભ ભૂધરતણો રક્ષો, જહિં તાંબૂળે
અત્યાનંદથી ચુંબી ઇંદ્રજયની ગોપી પ્રશસ્તિ લખે!

इति श्रीगीतगोविन्दे महाकाव्ये चतुर्थः सर्गः।

## સર્ગ ૫.

(પુષ્પિતાગ્રા.)

'તું જ તુજ જુગતે મનાવવા આણ,
　　નવ પસરે મુજ પાય', એવી વાણ
ધરી વિધુર મુરારિકેરી કાને
　　સખી વીનવે જઈ ફેર રાધિકાને:-

(વરાડી રાગ, રૂપક તાલ.)

મદન-મદ મચવંતા મલય—પવન વાય;
વિરહિ-હૃદય દળતાં કુસુમ-મુકુલ મલકાય;
　વિરહે હે સખી! તવ તલસે વનમાળી. ધ્રુવ૦

હિમકર—કર અડતાં હરિ મૂર્છિત હોય;
સ્મરશર રૂપ પડતાં પ્રસૂન વિકળતર રોય; વિરહે૦

અલિગણ ગણગણતાં શ્રવણ સાંકડાં રહે જ;
ક્ષણ ક્ષણ નિશિ ક્ષીણતા વિરહઅનળથી વહે જ; વિરહે૦

વનં ઘન ગહન સેવે તજી ધવળ સુધામ;
મહીતળ ટવળી લવે સલુણી સતત તવ નામ; વિરહે૦

રચિત કવિ જયદેવે વિભુ-વિરહનું ગીત
હરિરૂપ ઉદિત કરે સહૃદય-હૃદય પુનિત! વિરહે૦

(શાર્દૂલવિક્રીડિત.)

કુંજે જ્યાં રતિતંત્રની તુજથકી સિદ્ધિ હતી સાંપડી
　તીર્થે તે જ અનંગના થિર ઠરી, તારા જ ધ્યાને બૂડી,

તાજો તારક નામમંત્ર તુજ જે તે એકજીભે જપી
ઝંખે છે તુજ સંગની સુમધુરી પીવા સુધા શ્યામજી.

(ગુર્જરી રાગ, એકતાલી તાલ.)

રતિરસ મનમાં ચ્હાઁહિ હરિ વનમાં વિચર્યા આઁલિ અલબેલી
વિલમ જવામાં કરમાં હાવાં, વલ્લભને મળ વે'લી;
યમુનાતીરે વનવા ધીરે વાયે ત્યાં વનમાળી
આનિઁનજનમદમર્દન મોહન વાટ જુએ તુજ આલી ! ધ્રુવ૦

નામે પૂરી વાય મધુરી ગંભિત ગરવી વેણુ;
તુજ તન સંગત પવનતરંગિત ધન્ય ગણે ધાઁણુ રેણુ; યમુનાતીરે૦

પંખીઁ ઊડે કે પાન પડે કે પ્યારી ધારીઁ પધારી
સેજ બિછાવે, ભાળે ભાવે પંથ ચકિત ગિરિધારી; યમુનાતીરે૦

અલીઁ આ અમથાં છંછન કરતાં તજી ઝાંઝર રિપુ રંગે;
ચાલ નિકુંજે ઘન તમપુંજે સાડીઁ અસિત સજી અંગે; યમુનાતીરે૦
તરલ બલાકા ઘટિત ઘટામાં જલદનીઁ દામિનીઁ પેરે
વિપરીત સુરતે સોહીશ સુકૃતે હરિ-ઉર હાર ધરેલે; યમુનાતીરે૦

પટ સરીઁ પડતાં દૃગ લોભવતા નિધિવત પ્રગટ જ પ્રીતે
મોહવ જઘને શયન સુનયને! રશના રહિત સુરીતે; યમુનાતીરે૦

સહીઁ વહીઁ રજનિ જાય જ સજની ! છે મોહન અભિમાની;
પૂર મનોરથ પ્રીતમના ઝટ મુંજ વચન મન માની; યમુનાતીરે૦

શ્રીહરિસેવક કે' જયદેવકઃ-પ્રણમો પૂરણ ભાવે
કરુણાસાગર નટવર નાગર, જે જન પુણ્યે પાવે. યમુનાતીરે૦

(હરિણી.)

મુખથકીઁ મૂકે તે નિશ્વાસો સુદીર્ઘ વળી વળી,

સચકિત વળી કુંજે શોધે, વ્હોલાય લવે ચઢી,
કુંળાં કુંળાં લઈ ટીશી શય્યા રચે જ ફરી ફરી:
મદનમદના ઉન્માદે એ વિધે જ ઝૂરે હરિ;

(શાર્દૂલવિક્રીડિત.)

આંસુ શો તુજ ઉષ્ણ અર્ક પણ જો ક્યાં એ ગયો, ને સહી!
હૈયું આ મુજ જાચના સમ ચાંસો ચક્રીની ભેદી રહી;
અંધારું હરિના મનોરથ સમું વાધ્યું વિશેષે વળી;
રૂડો આ અભિસારનો સમય છે; ઘેલી! શું બેઠી વ્હોલી?
કો કામે નિકળી મળી જઈ તમે બોલી થકી ઓળખી
ભીડી ભીડી ભુજે, ચૂમી ચૂમી, વીંધી વીંધી નખે ડંખથી,
ભીજી ભીજી રસે, મદી મદી, રતે ઝીલી ઝીલી દંપતી
પોખી કોડ બૂડે ક્રીડામય નવા કો રમ્ય રંગે સખી!

(હરિણી.)

ચકિત તિમિરે જોતી જોતી, ક્યમે ય થોભી થોભી
ભરતાં ડગલાં વૃક્ષે વૃક્ષે વળી વળી વિશ્રમી,
મદન—મદથી અંગો અંગે સકંપ પધારતી
નિરખી તુજને કોડે કા'ને કૃતાર્થ બનો સખી!

(શાર્દૂલવિક્રીડિત.)

રાધાના મુખપદ્મના મધુપ, ને ગોપાંગના વૃંદના
ઘેલા નેત્ર—મયૂરના ઘન, તથા ત્રૈલોક્યલક્ષ્મી
મૌલિના શણગારના નીલમણિ, ને કંસવિધ્વંસના,
ઉત્પાતોત્કટ ધૂમકેતુ, ધરણિ ગોપાલ

**इति श्रीगीतगोविन्दे महाका**

## સર્ગ ૬.

(આર્યા.)

કુંજે તવ વિતનુતણા વેગે તન્વી ડગે ન દઈ શકતી
નિરખી સખી રસભીના હરિના પ્રતિ જઈ વદે વળતીઃ—

(ગુણકરિ રાગ, રૂપક તાલ.)

મૂરતિ તમ ચોમેર તરંતી
જોય અધરમધુપાન કરંતી;
નાથ હરે ! તલસે તરુણી વાસગૃહે. ધ્રુવ૦

ધવળ કમળકંકણ ધરી કરમાં
જીવે ઝંખી જ રતિ તમ ઉરમાં; નાથ૦

'હું હરિ' કરી તન્મય તમ માંહે
જોય ભૂષણ તમરૂપ થવા એ; નાથ૦

હોંશ ધરી ઉર પ્રભુને મળવા
ડગ ભરી બળથી પડે ઢળી અબળા; નાથ૦

'વાર થઈ; ક્યમ નાથ ન આવ્યા!'
કહી કહી જોય સખીમુખ માવા! નાથ૦

'આ આવ્યા ઘનશ્યામ' કરીને
તિમિર ચૂમે ભુજ ઉભય ભરીને. નાથ૦

વિલમ વિશેષ ન સહી તજી લજ્જા
વિલપે વ્યાકુળી વાસકસજ્જા; નાથ૦

દેવની વાણી રૂડેરી
ને સુખદ ઘણેરી ! નાથ૦

(માલિની)

મૂકી મૂકી સિસકારી, વાર્યો વ્હીલી ઊંચારી,
સજડ જ જડતાએ, સ્તબ્ધ ગાત્રે ઓચારી
પુલકિત, રસસિંધુ મધ્ય મગ્ના તમારી,
છબિ રહી અવલંબી ધ્યાનથી ધારી ધારી.

(શાર્દૂલવિક્રીડિત.)

પંખી કે પવને કરી ખરખડે પત્રે લગારેક કે
અંગે આભરણો સજે, રસભરી દૃષ્ટે નિહાળે પથે,
શય્યા સજ્જ કરે, ઉરે કંઈ કંઇ કોડો ધરે, એ વિધે
લીલામાં લીન લાડલી તમ વિના જીવે કહો શ્યામ શે?
'ખેલે કૃષ્ણભુજંગ એ તરુ તળે; ભાઈ! રહે માં તહિં;
જો, આ નંદજીનાં રૂડાં ભવન છે, જા ત્યાં સવેળા સહી.
એવી તાત સમક્ષ પાંથમુખની રાધાની વાક્યાવળી
સાંજે સ્વાગતમાં પ્રભુ બૂડવતા પૂરો તમારી રળી!

इति श्रीगीतगोविन्दे महाकाव्ये षष्ठः सर्गः ।

## સર્ગ ૭.

(વસંતતિલક.)

એવે કુમાર્ગ ભજવાથકી જે કલંક
લાગેલ તેહ તનથી તજવા મયંક
કાલિંદીપાન કરવા વનમાં ઊંજાશ્યો
પ્રાચીમુખે રુચિર ચંદન ચાંદલા શો.

(આર્યા.)

ચંદ ગગન ચઢી આવ્યો, ન જણાયા તોય જીવણજી જોઈ
વિલપે વામા વિધુરી ટળવળતી ધીર સૌ ખોઈ:-

(માલવ રાગ, યતિ તાલ.)

ગઈ જ ઘડી, તદપિ હરિ હરિહરિ! ન આવિયા;
અવ વિફળ સકળ મમ વિમળ રૂપરિદ્ધિ આ!
જાઉં હું કવણ–શરણે? ગઈ સહી જ મુજ વાહી હા! ધ્રુવ૦

મિલન ચહી જેતું વન ગહન નિશિ આવી આ,
સ્મરશરે ઉર તદર્થે રહ્યું શરાઈ હા! જાઉં૦

કરવું શું ધરી રહી દગ્ધ દુઃખા દેહડી?
પ્રબળ વિરહાનળે જળતું વન રડવડી? જાઉં૦

યું અચેતન તદન તનડું તાપે સહી;
મમ પરમ લહું મરણ મનની માંહિ. જાઉં૦

ષહ હરિવિરહ માહિં આ તને
વલય આદિ મણિભૂષણે. જાઉં૦
ણ વિરહવ્યાકુળ તને

કુટિલ કંદર્પશર બનોં જ ઉર હા! હણે. જાઉં૦

તલસતી અહિં હું વસું વિવશ વનની વિષે,
અહહા! પણ શ્યામ સ્મરતા ય ન મને હશે. જાઉં૦
મધુર મધુરજનિયે ટવળું હું આમ, ને
ભોગવે કો સુભગ ભામિની શ્યામને ! જાઉં૦

હરિચરણશરણ જયદેવ કવિની કૃતિ
લલિત લલના શોં રમોં રસિક મન ધો રતિ! જાઉં૦

(શાર્દૂલવિક્રીડિત.)

એ તે શું અટકી પડ્યા જ વસમા કામજ્વરે વાટમાં,
અંધારે શું ભૂલા પડ્યા, શું વળિયા વાતે સખીસાથમાં,
શું ક્યાંહીક રહ્યા ભરાઇ અથવા વા'લીતણી બાથમાં,
કે સંકેત કરી નિકુંજસદને નાવ્યા હજી નાથ હા ?

(વંશસ્થ.)

તદા વિના માધવ શોકલીન
સખી સૂની આવતોં જોઈ દીન
અધીરોં રાધા હરિ કો શું અન્ય
રમંત માની ઉચ્ચરે વચનઃ—

(વસંત રાગ, યતિ તાલ.)

રતિરણ સારૂ સજેલ સુવેશે
સ્મરશર વરસતી વિલુલિત કેશે,
કો યુવતિ વિહરે
હરોં મન હરિનું ગુણ ગરવે ધ્રુવ૦
ભીડોં ભુજે રસભાવ ભજવતી,

કુચકળશે મણિમાળ ઝુલવતી કો૦

મુખકમળે વિમળે ફરફરતી
લટથી અધરમધુ પી મદ ધરતી કો૦

લળકે કુંડળ લલિત કપોળે,
ધમકે ઘુઘરી જઘન ઘન લોલે, કો૦

નરવર-નયન મળ્યે લજવાતી,
મલપતી, રસરભસે મદમાતી કો૦

સ્વેદસલિલથી ન્હવાઈ નવેલી
હાંફતી મીચતી દગ રસઘેલી કો૦

ઉન્મદ મદન-મદે અલબેલી
કંપતી અતિ પુલકિત વપુપેલી કો૦

રતિરણ—ધીરધુરંધર રામા
પિયુ-ઉર આવરતી રસધામા કો૦

શ્રી જયદેવ ભણિત હરિકેરી
શમવો કળિમળ કેલિ ફેરી

(દ્રુતવિલંબિત.)

વિરહથી વિધુરા હરિની છબિ
ફુરી ફુરી હરિ આ નિજ મૂર્તિથી
હૃદય હૃચ્છયમિત્ર રહ્યો મથી
હરિહરિ ! હરો શુદ્ધિ સહુ સખી !

(ગુર્જરી રાગ, એકતાલી તાલ.)

વિવશ જ મદને કરી તન મનને અધોર અધર જે હરે,

તે મુખશશિયે મૃગમદથર્કો એ મૃગલો શો ટોલડી કરે,
વિલસે યમુનાતટ વિપિને લલના શું લાલ અવ એ. ધ્રુવ૦

જલદે ચમકે વીજ તે જ મિષે વારી જઇ નિજ કરે
મદનહરિણના વિહરણવન શા કેશે કુસુમો ભરે, વિલસે૦

મૃગમદસુરસે ચર્ચિત નીલ જે, જહિં નખશશી બાળ છે,
તે કુચગગને ભગણ શો સુધ્રને અર્પે મણિમાળ તે, વિલસે૦

બિસમદ હરતા કરકમળવતા હિમશીતળ બાહુએ
ભ્રમરનિકર શાં મરકત મણિનાં વલય સુભગ સોહવે, વિલસે૦

મહીપ મદનના કનકાસન શા રતિસદન નિતંબને
રસમદ મસમાં સુહવે રશના-મણિતોરણ-લંબને, વિલસે૦

ઠરી થિર કમળા વસી જહિં વિમળા, નખમણિ જહિં તર્ચરે
નવકિશલય શા ચરણ ઉર વસ્યા તે અળતે ચિતરે, વિલસે૦

વિહરે તરુણી સાથ શઠમણિ એ વિધ બળબંધુ એ;
કાંય અફળ હું બ્હોલો વન રવડું સહી ! આહિં સહી સંધુ એ? વિલસે૦

સુરસ બહવતા જયદેવકના મનમાં મળ માં ઠરે;
હરિપદકમળે ધરી રતિ વિમળે ગુણગણરવ જે કરે. વિલસે૦

(શાર્દૂલવિક્રીડિત.)

નાબ્યો નિર્દય નેહિડો; થયું હવે, તેમાં શું શોચે તું એ ?
એ'ની ! એ બહુભોગી છે જ ભમતો; તું તેનું તે શું કરે?
આકર્ષાઈ જ આજ જો જીવણજીકેરા રૂડેરા ગુણે
મારાને મળશે જઈ તલસતા પ્રાણો જ ભેદી ઉરે.

(રાગ વરાડી, રૂપક તાલ.)

નયન-નલિન નચવંતો રસે ય
તે ન તપે કિશલય-શયને ય,
સહીં હે! વિહરે હરિસંગ જે. ધ્રુવ૦

વદન-કમળ મલપવંતો મદે ય
તે ન ચીંરાય મદન-વિશિખે ય, સહીં૦

રસબસ અમીમય પિયુવયણે ય
તે ટવળે ન મલય-પવને ય, સહીં૦

તન ઘન ઘન સમ ભરતો ભુજે ય
તે ન તવાય વિરહથી રજે ય, સહીં૦

પરસતો પીતાંબર-પટને ય
તે ન ઝૂરે પરિજનહસને ય, સહીં૦

સેવિત જનમનહર તરુણે ય
તે તલસે ન વિકળ કરણે ય, સહીં૦

સુખિત કમળકોમળ ચરણે ય
તે ન બળે હિમકર-કિરણે ય, સહીં૦

શ્રીજયદેવ ભણિત વચને ય
હરિ હો ઉદિત સુમુદિત મને ય! સહીં૦

(વંશસ્થ.)

અહો જગત્પ્રાણ! કઠોરતા પરી
કરી અરે ઉર અરે જરા ધરી
સમીર શીળા! હરિને હરી અહિં
ન થાય શે હારક પ્રાણનો સહી?

(વસંતતિલક.)

રે દક્ષિણાનિલ ! અદક્ષિણ તું બને કાં ?
દે દેહડી દહીં જ, અગ્નિસખા ! સખા થા;
ને મુજને પણ અનંગ ! અનંગ કીજે,
આ પ્રાણ પંચ પ્રભુ ! પંચ શરે હરીજે.
રુચે નહિ ઘર હવે ; વરવો જ ભાસે
સંસાર સર્વ ; પ્રજળે વપુ વન્હિવાસે;
રે સિંચ સિંચ વિષ કે તનતાપ નાસે,
જોઈ રહે શું ? જમુના જમની સ્વસા હે !

(હરિણી.)

અમૉનિધિ જ તે જેને લીધે હળાહળ હા ! દીસે,
અનળ અનિલે લાગે, વા'લાં જ વેરી ઉરે વસે,
સહીં હૃદય તે કૂડા કા'ના જ કાજ ઝૂર્યા કરે;
અતિ કુટિલ ને છે વામાનો અનંગ નિરંકુશે.

(શાર્દૂલવિક્રીડિત.)

શ્યામે અંબર શ્યામ ને પટ પીળું વા'ણે વીંટયું વા'લિયે
તે કૌતુકથકી નિહાળી હસતી સાહેલી સૌ ભાળીને
રાધાના મુખ સામું મુગ્ધ મધુરાં લજ્જાળવાં લોચને
જોતા જીવણજી મુખે મલપતા આનંદ દો વિશ્વને !

इति श्रीगीतगोविन्दे महाकाव्ये सप्तमः सर्गः ।

## સર્ગ ૮.

(પુષ્પિતાગ્રા.)

અતનુ વિતનુતાપથી તવાઈ
જ્યમત્યમ ગાળી નિશા પ્રભાત માંહિ
મોંહું મોંહું મુખ ભાખતા સુભાતે
પ્રણત પિયુ પ્રતિ બોલી ખંડિતા તે:-

(ભૈરવી રાગ, યતિ તાલ.)

જામિનીના જાગરણે અરુણાં લોચનિયાં લોચાતાં
અંતરનો અનુરાગ પ્રકાશે ઘેને ઘન ઘેરાતાં;
જાઓજી જાઓ, શ્યામ! સિધાવો, જાણ્યું, જૂઠ જવા દો,
મોહ્યું મન જે શું તે પાસ જ જાઓ મૂકી ઠગવાદો. ધ્રુવ૦

નયનસુધારસપાન કરંતાં અંજનરંજિત આ જે
અરુણ અધર મધુરો તમ તે ઢાંક તન સમ શ્યામ જ રાજે! જાઓજી૦

મરકતપટ્ટ ઉપર સ્મરજયના કાંચનલેખ શી અંગે
વિલસે પ્રખર નખાવળિ રોપિત રસમય અતિ રતિરંગે; જાઓજી૦

પદકમળે લળતા અળતાથકી અંકિત તમ ઉર સાવે
નૂતન નેહતરુવરના વર અંકુર જ્યમ દરસાવે; જાઓજી૦

છે તમ અધર દશનથી દલિત, ને મન મુજ માવ પીડાયે,
એ જણવે હજુ એ તન તમ મુજ જૂદું ન કેવું જરા એ! જાઓજી૦

તન સમ તમ મસ મલિન હશે નકી મન પણ કપટી કા'ના!
નહિ તો ધાવ કયમ જ ઝૂરી મરતી અબળાને દો છાના? જાઓજી૦

ભામિનીભક્ષણ કાજ ભમો વન, મોહન! બીજું ન કાંઈ;

બાળપણે પૂતના હણ્યાં ઠીક જ કીર્તિનાં કીધ કમાઈ! જાઓજી૦

શ્રીજયદેવ રચિત રતિ–વંચિત ખંડિત સુંદરીકેરી
ઉક્તિ પિયો તિયે મધુરી સુરને ય અલભ્ય ઘણેરી! જાઓજી૦

(શિખરિણી.)

ઝમેલા પેલીના પદકમળના જાવકરસે
હૃદેથી રેલંતું પ્રકટ નવલો રાગ જ શકે
વિલોકી લાલા! આ તમ ઉર ભૂલી દ્રોહનું દુઃખે
હહા! હાવાં લાજી મરું પરમ હું અંતર વિષે.

(શાર્દૂલવિક્રીડિત.)

આકર્ષી-ફુરી મોહ–મૌલિ હલવી-વર્ષી ફૂલો-હર્ષથી
હુલાવી દગ–ગોપી ચિત્રિત કરી દેતી મહા મોહની,
ડારંતા વળી દુષ્ટ દાનવતણાં વૃંદોની ઉચ્ચાટની
બંસી મોહનની સુખો જ બહવો કાલિંદીના ઘાટની!

**इति श्रीगीतगोविन्दे महाकाव्येऽष्टमः सर्गः।**



## સર્ગ ૯.

(આર્યા.)

વાધંતાં સ્મરબાધા સીઝાતી તન, મૅઝાતી મન માંહિ,
ઝંખતી રતિરસ રાધા પ્રત્યે સહી જઈ વદે ત્યાંહિઃ-

(રામગરી રાગ, યતિ તાલ.)

મંજુલ મૃદુલ મલયવા વાયે ;
અલી વનવાસ પૂર્યો વ્રજરાયે;
માન તું માં કર માનિની ! મોહન શું. ધ્રુવ૦

ખીલી વસંત, ફૂલી વનવેલી ;
સુખ સખી! શું સદને સડી ઘેલી? માન૦

કુંદન-કલસ સમાં રસભીનાં
કુચફળ વિફળ કરે છબિલી કાં ! માન૦

ફરીફરી હરધડી દીધ શીખ અતિ કે
માં પરિહર સુંદરવર સખી એ ; માન૦

કાંય વિકળ ડુસકાં ભરી રોયે ?
તુજને જુવતી હસે સઉકો એ ; માન૦

શીતળ સજળકમળમય શયને
નરવર નિરખી સફળ કર નયને ; માન૦

તાપે અતિ પરિતાપથી ઉર કાં ?
વચન વિરહહર મમ મન ધર આ; માન૦

પ્રિય-શત મધુર વદે પ્રભુ આવી ;
શીદ સહી ઉર રહી ઓછું જ લાવી? માન૦

શ્રીજયદેવ–કલિત સુલલિત આ
હો હરિચરિત રસિકને સુખદા! માન૦

(શાર્દૂલવિક્રીડિત.)

રાગી શું અણુરાગ, ને વળગતા આવંત શું વામતા,
સ્નેહી શું કટુતા, તથા પડોં પગે લોટંત શું રૂસણાં
રાખે ઉલટો તેથી હોય તુજને શીતાંશુ ભાનુ, તથા
ક્રીડા સર્વ પીડા, શ્રીખંડ વિષ, ને હિમે શિખી સર્વથા.

સાંદ્રાનંદથકી સુરેંદ્ર વિગરે દેવે અમંદાદરે
નામેલાં શિરના ઈંડા નીલમણિ રૂપે અલિ જ્યાં ઠરે,
ને સ્વચ્છંદ વહંતો સુરસરિતા રૂપે મધુ જે ઝરે,
તે પાદાબ્જ વિરાટ વામનતણું વંદું હું ભાવે પૂરે.

**इति श्रीगीतगोविन्दे महाकाव्ये नवमः सर्गः।**



## સર્ગ ૧૦.

(વસંતતિલક.)

સુણી સખીવચન રોષ સહુ વીસારી
નિઃશ્વાસ ઉષ્ણ મૂકી જોતી વ્હાલું બીચારી
તે ક્ષીણ દીન રસીલી પ્રતિ ચિત્તધારી
આવી સગદ્‌ગદ વદે વચનો મુરારિ :—

(વરાડી રાગ, અષ્ટતાલી તાલ.)

ઉચર મૃદુ વચન કે હૃદયતણું તમ સઘન દંતતણી કૌમુદી મિટાવે;
મસ અધરઅમીથી તુજ વદનશશી તૃષિત મુજ લોચનચકોર તલસાવે;
તજ જ માન પ્યારી! આ શીં વિણ મિષ રીસ ધારી!
મદનઅનળે પ્રબળ પ્રજળું જળું; છબિલી લે, મુખસુધા પાનથી ઉગારી. ધ્રુવ૦

વિષમશરરૂપ એ નયન રસકૂપ તે શ્યામરંગે જ ઠીક રાજે;
નીલ ઉત્પલ છતે કોકનદ તુલ્ય તે અરુણ ન ઘટે જ તુજ આજે; તજ૦

રૂઠી તું મુજ ઉપર હોય તો નેત્રશર વર્ષી લે વીંધી વપુ વામા!
પૂરી ભુજબંધને અધરદળ ખંડીને દંડ, જ્યમ થાય સુખ શ્યામા! તજ૦

તું જ ભવસાગરે રત્ન મુજ છે, ખરે પ્રાણઆધાર તું જ મારે;
મે'ર તુજ મુજ ઉપર બની રહે એ જ ઉર ચિંતવે ખંત ધરી ભારે; તજ૦

સુભગ કુચકુંભ પર સુહવી મણિમાળ વર હૃદય દીપવ વિપુલ વામા;
રસીલી રશના રુચિર સજી સઘન જઘનપર ગજવ સ્મરઆણ ગજગામા; તજ૦

કમળમદ ચૂરતા હૃદય રસ પૂરતા મદનઉન્માદ મચવંતા
ચરણપલ્લવ પુનિત લલિત અળતે લુલિત વિરચું વદ સુંદરી! દીપંતા; તજ૦

વિતનુવિષહરણ મમ શીષભૂષણ પરમ ચરણ તુજ લાવ રસભીના;

અગન પ્રજળી રહી અતનુ તનનીમહિં, શમવ તે સુશીળ સલુણી હા! તજ૦

પુનિત પદ્માવતીરમણ જયદેવ કવિ ભણિત ભવશૂળ દળનારાં
રસિકજનને મુદા-દાયી હો સર્વદા વચન મોહનતણાં મીઠડાં આ! તજ૦

(હરિણી.)

શીદ રસિકડી! શંકાપંકે કળી? અલી આકળી!
તું જ રમી રહી રોમે રોમે રગે રગ રંગીલી!
ન વિતનુ વિના કો લે' લાગે પ્રવેશતણો તહિં;
પરો કરો ભૂંડી ભ્રાંતિ ભાવે જ ભેટ ભુજે ગ્રહી.

(વસંતતિલક.)

બેડી જડી ચરણની, ભુજબંધ ભીડી,
દંતે વીંધી વીંધી, કુચાગ્રથી પીડી પીડી
દંડી ય ચંડી! સુખી થા; નથી આ ખમાતાં
કંદર્પ પારધીતણાં અતિ તીર તાતાં.

(પુષ્પિતાગ્રા.)

ભ્રૂકુટિ કુટિલ કારી મોહકારી
યુવજનને નકી નાગણી જ તારી;
તરલ ગરલથી ઉગારનારી
અધરઅમી તુજ એક પ્રાણપ્યારી!

(હરિણી.)

રીસ પરહરી મીઠી મીટે જ ઝાંખ મીઠી! જરી;
મુખથી મધુરી બોલી બોલી પીડા ઉડો લે હરી;
ન જ ન જ તજી દીજે, કીજે કૃપા કંઈ હું ભણી;
રતિરસભીનો જાચે જો આ પિયુ તુજ તારુણી!

(શાર્દૂલવિક્રીડિત.)

દીસે દંત જ કુંદ, ને અધર તે ઉત્ફુલ્લ બંધૂક છે,
નાસા તે તિલપુષ્પ, ને નયન તે નીલોત્પલો ઉલ્લસે,
ને આ ગંડ જ ગૌર તે મધૂક છે, એ રીત તારે મુખે
માનું માનિની! પુષ્પબાણ જગ સૌ જીતે સલુણી! સુખે.

(પૃથ્વી.)

ઝગે દૃગ મદાલસા, તવ તિલોત્તમા નાસિકા,
મુખાકૃતિ! શશિપ્રભા, રુચિર ચિત્રલેખા ભવાં,
કલાવતી મનોરમા રતિ જ, ઊરૂ રંભા તથા,
દીપે ત્રિદિવસુંદરીમયી તું તન્વી! પૃથ્વીગતા.

(શાર્દૂલવિક્રીડિત.)

ક્રોધે અંધ ગજેંદ્ર ઘાવ કરતાં શ્રીકૃષ્ણ રાધાતણા
સંભારી કુચકુંભ મીચી નયનો સ્વેદે ન્હવાઈ જતાં,
ઘેલો કંસ 'જીત્યો જીત્યો ગજ' બકી હર્ખાય ખાંતે વૃથા,
ને મુષ્ટિથી હણે જ હસ્તી, હરિ તે સંકષ્ટ કાપો સદા!

## इति श्रीगीतगोविन्दे महाकाव्ये दशमः सर्गः।



## સર્ગ ૧૧.

(માલિની,)

મધુસૂદન મનાવી પ્યારીને સુ–પ્રકારે
રૂપ રુચિર સમારી વંજુકુંજે પધારે;
તવ બનીઠની બેઠી રંગીલી રાધિકા જે,
સજની તિમિરપુંજે કો વદે તે શું સાંજે:–

(વસંત રાગ, યતિ તાલ.)

વીનવી વિધવિધ પેર પડ્યા'તા જે પ્રભુ તુજ પદકંજે,
તે હરિ કેલિશયન સખી ! સેવે મંજુલ વંજુલકુંજે;
ઝંખે તુજને પિયુ, ચલ ચલ અલી અવિશંક, એ. ધ્રુવ૰

તરુણીજન–મનમોહન મધુરી જો હરિ વેણુ વજાવે;
મેનની આણ મદે કોયલડી ગજવે સુણ સહી! ભાવે; ઝંખે૰

તેડે અલી તુજને નવપલ્લવતરલકરે વનવેલી;
માટે મેલી વિલંબ સસંભ્રમ ચાલ અપટ અલબેલી; ઝંખે૰

સ્મરી પરિરંભણ લંભનનું સુખ સ્ફુરતા અતિ રતિરંગે
પૂછ પયોધરને જ અલી તુજ મનહર હારતરંગે; ઝંખે૰

સખી! તું રતિરણ–ધીરધુરંધર ધાયડ મલ્લ ગવાયે;
માટે રશના–દુંદુભિ દમકવી ચલ તજી લાજ ત્રિયા હે! ઝંખે૰

ઘન જઘન–સ્તનભાર લીધે ગતિ ધીરી ધરી ગજગામા!
મણિ–મંજીરતણા રણકે મદ હંસતણો હર રામા! ઝંખે૰

સ્મરશર સમ સુંદર નખકિરણે મંડિત, અયિ રસવેલી!
કરપલ્લવ તુજ ધરી સખીપર પળ મદભર ગતિથી નવેલી; ઝંખે૰

જોબનમદભીણા મનમોહનને રસીલી! રસ ભેરે

જગવ જગવ જઈને કરકંકણને રણકારે ઘેરે; ઝંખે૦
શ્રીજયદેવ-કવન રમણીયતર રમણીથી ય અલેખે!
કંઠતટે વિલસો સુરસિકને હારથી હારો વિશેષે! ઝંખે૦

(શાર્દૂલવિક્રીડિત.)

'જોશે નેન ભરી જ આવી, વદશે વા'લે ભરી વૈખરી,
લેશે અંગ ભુજે લીડી, રીઝ ધરી રે'શે રતિ વિસ્તરી'
એ લ્હેમાં બનો લીન જોઈ તુજને રોમાંચો, કંપી હારે
હર્ષી, સ્વેદ ધરી, વસી જ મૂરછે અંધારા કુંજે ઝૂરી.
નેને કાજળ સારતું, શ્રવણમાં તાપિચ્છ ઝૂલાવતું,
માથે શ્યામ સરોજ, ને કુચ વિષે કસ્તૂરી સોહાવતું,
અંધારું ઘનશ્યામ સાડી નવલી અંગે લપેટાવતું
આલિંગે અવ કુંજમાં છૂપી છૂપી જાતી ત્રિયાનાં વપુ.

(વસંતતિલક.)

જાયે પ્રિયાર્થ વીંજ શી તિય જે ઉંડેરી
તેને તિમિર ઘનઘોર રહંત ઘેરી
તન્વીતણા તનનો કાંતિ રૂપે અનેરી
કાઢે કસોટી સહી! સ્નેહસુવર્ણકેરી.
સાહેલી સંગ તવ રંગીલો ચાલી આવી
મુક્તા-મણિથકી નિકુંજ દઈ દીપાવી,
દ્વારે વ્રીડાથી હરિથી શરમાઈ વા'લી
ખંચાઈ ઊભી, ઉચરી તહિં આમ આલી:-

(વરાડી રાગ, રૂપક તાલ.)

મન્જુલ નિકુંજ રૂપ કેલિસદને
વિલસ વામા માધવ શું, આવ,

રસરભસ-વિવશ, હાસ્યો હસતો વદને.
કુસુમકળી-કલિત શુચિ વાસગેહે
વિલસ વામા માધવ શું, આવ,
સુહવ તે સુમન સમ મૃદુલ દેહે.
લલિત અંકેલ્લિ-દલ-મય જ શયને
વિલસ વામા માધવ શું, આવ,
નચવતી માળ કુચ-કલશ સઘને.
ત્રિવિધ પવને મધુર તરુ-ઘટાએ
વિલસ વામા માધવ શું, આવ,
રસ-ભરિત ગીત ગાતી છટાએ.
વિતત બહુ વલ્લીમય લલિત ગહને
વિલસ વામા માધવ શું, આવ,
સંકડવ તે શ્રમિત સઘન જઘને.
મધુ-મુદિત મધુકરે મુખર ઝુંડે
વિલસ વામા માધવ શું, આવ,
મદન-રસ-સાગરે ઝીલતો હુંડે.
કોકિલા-કલકલે કલિત ભવને
વિલસ વામા માધવ શું, આવ,
દીપવ તે રત્ન સમ રુચિર રદને,
પુનિત પદ્માવતી-પદ વિહારી,
કર મુરારિ મંગલ અગણ્ય,
વીનતી જયદેવતણી ઉર ધારી!

(શાર્દૂલવિક્રીડિત)

મારે મન્મથ તીર તીક્ષ્ણ તકુકી એહાલ તેણે બની
ધારી ધારું ઉરે તને અધરની ઝીણે અમી માવજી;

તેને તર્પ તું અર્પી અંક; ઉર આ સંકોચ શાને સખી?
એ તો તુંજ કટાક્ષના અણુમૂલા છે દાસ શ્યામા નકી.

(અનુષ્ટુપ.)

ભય ને હર્ષથી લોલ લોચને તવ સુંદરી
વિચરી કુંજમાં મંજુ ધ્વનિ નેપૂરનો પૂરી.

(વરાડી રાગ, રૂપક તાલ.)

ખળભળોં રે' જ્યમ ઊર્મિ અનંકથી જલનિધિ ઇંદુ ઊગંતાં,
ત્યમ વનિતાતણું વદન વિલોકી વિધવિધ ભાવ ભજંતા
નિરખ્યા તવ રતિરસ તલસંતા
મનમોહન અનંગ-તરંગિત પરમ પ્રફુલ્લ લસંતા. ધ્રુવ૦
પીત પરાગપટલથી છવાયલ નીલ નલિન જ્યમ રાજે,
ત્યમ ઝળહળ અંબર પરિવેષ્ટિત સુંદરશ્યામ વિરાજે; નિરખ્યા૦
ઉજ્જવળ ઇંદુકિરણથકી અંકિત સજલ જલદ જ્યમ સોહે,
ત્યમ સુલલિત ફૂલમાળથી મંડિત મૌલિ લોંધે મન મોહે; નિરખ્યા૦
જ્યમ તિમિરોદરમાં અચિરોદિત હિમકર રુચિર ઉજાસે,
ત્યમ હરિને નિલવટ ચંદનનું તિલક સુલલિત પ્રકાશે; નિરખ્યા૦
પ્રફુલ્લ પદ્મ વિષે જ્યમ ખંજન ખેલંતાં મન ભાવે,
ત્યમ નર્તત નયન. રસભીનાં હરિનાં મોહ મચાવે; નિરખ્યા૦
કુંડળ મકરાકાર મણિમય લળકે હરિને કાને,
દીપે તે જ્યમ વદન-કમળને રવિ આવ્યા મળવાને; *નિરખ્યા૦
રસરભસે મલપંતા મુખના દશન-કિરણથી છવાઈ,
તરવરંતા અધરે મનમોહન લોભાવે મદદાયી; નિરખ્યા૦
વિલસે વિપુલ ઉરે સ્થૂળ નિર્મળ મુક્તામણિતણી માળા
જ્યમ જમુનાજળમાં પરપોટા ફીણના રે. રૂપાળા; નિરખ્યા૦

રોમે રોમ તરંગિત ને રતિરભસે અધીર બનેલા
મણિમય ભૂષણના નવકિરણે ઓપે હરિ અલબેલા; નિરખ્યા૦
સદલંકારથી શુભ વિધ દ્વિગુણિત મંડિત શ્રીજયદેવે
હરિ રતહૃદયે સુકૃત-સમુદયે વિલસો, જે સહુ સેવે. નિરખ્યા૦

(શિખરિણી)

નિહાળંતાં નેહે તવ તરુનિકુંજે પિયુજીને
અપાંગો ઓળંગી શ્રુતિયુગલ વીંધંત વધીને
રસીલી રાધાનાં મદનમદ-ઘેલાં નયન બે
શું હર્ષાશ્રુ રૂપે શ્રમજળતણા ઓઘ જ ઝરે.
સુશય્યા સોહાવી મદનમદથી મીંચી અધૂરી
દૃગોએ ભાળંતાં સલુણી પિયુની મૂર્તિ મધુરી
મિષે આડું જોઈ મલપતી સખી સૌ ખસી જહિં,
સિધાવી લજ્જા એ લજવઈ જ લાડીતણી તહિં.
જયશ્રિયે જાણે અરચિત જ મંદાર સુમને,
સ્વયં વા સિંદૂરે ચરચિત જ રંગે રણુતણે,
કરાઘાતે સે'જે હણ્યો કુવલયાપીડ કરીને
રુધિરે રોળાતો ભુજ ભૂધરનો ધન્ય ભુવને !

इति श्रीगीतगोविन्दे महाकाव्ये एकादशः सर्गः ।

## સર્ગ ૧૨.

(હરિણી)

સૂનું સદન સૌ ભાળી લજ્જા છૂટી, રતિ ઉલટી,
પ્રગટી તનમાં તાલાવેલી, ઉરે રહ્યું ઉતપતી,
દૃગ સલુણાંની સે'જે હેજે રમી રહ્યાં તલપતી;
તવ મલપતી પ્યારી પ્રત્યે વદે હરિ હર્ષથી:-

(વિભાસ રાગ, એકતાલી તાલ.)

કામિની! આ તુજ પદપલ્લવતણી કરવા જતું સરસાઈ
નવ કિશલયતણું શયન ચગદ તુજ ચરણકમળથકી ચાહી,
અનુગત આ દામોદર પર અલી કર કરુણા કંઈ.
પળભર આ પીતાંબર પર અલી કર કરુણા કંઈ. ધ્રુવ૦
લાવ લલિત તુજ પાય સુકોમળ કેળ સમા, સુકુમારી,
શ્રમ તુજ સકળ હરું કરકમળે છાં અતિ દૂર પધારી; અનુગત૦
નૂપુરવત તવ ચરણશરણ આ સુંદરી! જેહ સદા એ,
તે તુજ અનુચર ઉપર મયા કરી સુહવ શયન પ્રમદા હે! અનુગત૦
મુખઅરવિંદથી મધુ સમ સુમધુર બહવ વચન શુભ રીતે,
કે કુચફળથી વિછોહ કરવતું હરું હું પટાંતર પ્રીતે; અનુગત૦
રસ નવ માય શકે ત્યમ સ્ફુરતાં સ્ફુટ જ સકંટક ભારી
દુર્લભ કુચ-અંબુજ ધરી ઉર મુજ મદનજ્વર હર પ્યારી; અનુગત૦
દેહ દહે દુઃસહ વિરહાનળ સુખશાંતિ ય સંહારી;
તું જ શરણ મુજ; અધરઅમી થકી લે તુજ દાસ ઉગારી; અનુગત૦
રશનાના રણકાર શું કંઠની કિલકારી લલકારી
કોકિલના કલકલથી વિકળ આ શ્રવણની હર પીડ સારી; અનુગત૦
વિણ કારણ રોષે મુજને જ્યમ સંતાપી શરમાઈ

રસકલ્લોલચી લોલ વિલોચન જાયે તુજ લોચાઈ; અનુગત૦
મુદિત મુરારિની વીનવણી જે જયદેવે ઉચ્ચારી;
રસિકતણે ઉર તે અતિ દો રતિ–રંગ–તરંગ પસારી! અનુગત૦

(શાર્દૂલવિક્રીડિત.)

જોતાં નેન ભરી નિમેષ પણ જ્યાં ખૂંચે, ભુજે ભીડતા
રોમાંચે ખટકે, નડે મુખસુધા પીતાં ય સીત્કાર જ્યાં,
આનંદે વળી જ્યાં દુભે રસ રૂડો ક્રીડા તણો ચાખતાં,
જામ્યો રંગ અભંગ શું જુગલનો શૃંગાર તેવો તદા.
ભીડાઈ ભુજજંત્રમાં તવ, કુચે પીડાઈ પીડાઈને,
જંઘાના જુગલે ઝૂડાઈ, નખથી વીંધાઈ વીંધાઈને
મૌલિયે મરડાઈને, રદનથી કડાઈ કડાઈને
રીઝ્યા કંથજી કોડીલા ઉર; અહો કામે કશો વામ છો!
ઝૂઝતાં રતિ–રંગ–સંગર વિષે તન્વંગિયે સંભ્રમે
કીધું સાહસ કર્મ પર્મ પિયુને પાડી જ નીચે ક્રમે;
ત્યાં તો બાંવડો લૂલી ને પડો ઢીલી જંઘા, પ્રકંપ્યું ઉરે,
લોચાઈ દગ; સંભવે ક્યમ કરી પૌરુષ તે સ્ત્રી વિષે?
સીત્કારે વિધુરી મધુરો નીસરે વાણી, અને દંતની
જ્યોતી કૈં ઝબુકે, રમે સ્મિત રૂડું, જાયે ઢળી આંખડી,
શ્વાસે કંપી રહે કુચો, લખલખે અંગો ઢીલાં હર્ષથી.
તેવી તન્વી ભીડી ભુજે મુખ પિયે પિયુ કૃતી તર્ષથી.
તૂટી માળ, છૂટી ઢીલી લટ ઝૂલી, ડોળાઈ છે આંખડી,
લોપાઈ વળી લાલી ઓઠની, નખે છાતી ધવાઈ હડી,
ને સેરે સલુણીતણી સરી પડી, તે કામબાણે તહિં
લાગી લોચનિયે વીંધાયું હઇયું વા'લાનું વા'ણા મહિં;

(સ્રગ્ધરા.)

ઢીલીવીલી લટો છે, મૃગમદ રચના સ્વેદથી છે છવાઈ,
દીસે ગાઢો ધવાયો અધર, મણિતણી માળ છે છિન્ન છાઈ;
ને ક્યાંએ મેખળા એ સરી ગઈ, તદપિ અંગ રે' રંગ રેલી
સંમ્લાનસ્રગ્ધરા એ તન નિજ કરથી ઢાંકતી લાજઘેલી.

(આર્યા.)

એ રીતે રતિરસબસ સંતોષિત શ્યામને તદા પ્રમદે
આદર ધરી સુકુમારી સુરતાંતે શ્રાંત તેહ વદે:–

(રામગરી રાગ, યતિ તાલ.)

મંગળ મદનકળશ સમ સુંદર, નરવર, મુજ પયોધરે
મૃગમદ–લેપ લલિત ચરચો તમ શિશિર શશિકર શા કરે;
મદમત્ત મોહનને તદા સુંદરી વદી દેતી મુદા. ધ્રુવ૦
અર્પો ફરી હરિ કંજનયો ય મનરંજન નયન–શરાસને
અંજન અલિગંજન તમ અધરે ગયું લૂછઈ સવિલાસ તે; મદમત્ત૦
નયનકુરંગ થઈ ગતિભંગ છલંગ ઉલટ જહિંથી ભરે
તે સ્મરપાશ સમા શ્રુતિમંડળ માહિં કુંડળ અરપો કરે;
વિકચ કમળથી ય ઉજ્જ્વળ વદને ભ્રમર સમા ભ્રમતા દીસે,
તે મુજ કેશ કરો ઠીક ઓળી; હિંડોળી સખી કરશે મિષે; મદમત્ત૦
શ્રમજળ સકળ હરી હરિ હે! મધુરા મૃગમદકેરા રસે
તિલકમિષે શુભ અંક કરો સ્મરકાંત લલાટ–શશી વિષે; મદમત્ત૦
ગલિત લલિત ફૂલની લટરો રતિમાં, ગૂંથી તે ફરી બેશ ને
કેકિકલાપ સમા સુહવો મમ સ્મરચમ્મર રૂપ કેશને; મદમત્ત૦
મદનમતંગજના ગુરુ ગહ્વરરૂપ સુરૂપ જઘને ઘને
બાંધો મણિરશના મનમોહન યૌવનનાં કનકાસને; મદમત્ત૦

શ્રીજયદેવનું વચન સુમનહર રસમય રસિક ધરો ઉરે !.
હરિચરણ–સ્મરણામૃતથી કલિકિલ્વિશનો જ્વર જે હરે. મદમત્ત૦

(હરિણી.)

શ્લથ શિથિલ આ વેણી વા'લા ફૂલે ફરી ગુંથિયે;
વરટીલડિયે ભાવે ભાળે સૂને નવી કીજિયે ;
વલય બિસનાં કાંડે કોડે સુરમ્ય સજાવિયે ;
મૃગમદતણી ચર્ચા ચારુ કુચે ચરચાવિયે;
સઘન જઘને સ્નેહે સોનાની સેર સુહાવિયે ;
નૂપુર નવલાં પ્યારા પાયે રૂડાં રણકાવિયે ;
સુતનુ વિધ એ જે જે હેજે હરિ પ્રતિ વીનવે
રતિરસભીના તે તે હેતે સઉ ય પિયુ કરે.

(શાર્દૂલવિક્રીડિત.)

આરોપી વરમાળ તેં મુજ ગળે ક્ષીરોદકેરે તીરે
તેથી મૂઢ બની હળાહળ પીધું બૂડી ક્રીડામાં હરે.'
એ રીતે હરી શુદ્ધિ મિષ્ટ વચને સંકેલી સાડી ધીરે
રાધાનાં કુચપદ્મ લોલ નયને જોતા હરિ શ્રીપૂરે !
નાભીપદ્મથી ને મૃણાલથી રમા ઢંકાઈ જાતાં જરી
જાણે પાય તળાંસતાં પ્રિયતમા જોવા અધીરા બની
સેજે શેષતણી સહસ્ર મણિમાં સંક્રાંત રૂપે કરી
ધારે મૂર્તિ અનંત, તેહ સઉને રક્ષો સદા શ્રીહરિ !
જ્યાં રિદ્ધિ રસરાજની રૂડી, વડી સંગીતની માધુરી,
ઉચી કાવ્યતણી ચમત્કૃતિ, સુધા ભક્તિની ભૂરિ ભરી,
તે જોવા અભિલાષ જો ઉર વસે, તો નંદના નંદની
લ્હેમાં લીન કવિની વાણી સુણજો શ્રીગીતગોવિંદની.

(સ્રગ્ધરા.)

જેને જોતાં જણાયે અમધુર મધુએ, ને સુધા સ્વઃસુધા એ
લાગે ફીકા રસાળે, પય જ વળી પયે, શર્કરા શર્કરા એ,
દ્રાખે ખાટી, પ્રિયાનો અધર જ અધરે ઉતરે ઉર માંહે,
એવું શૃંગારસારે ભર્યું સુલલિત આ ગીતગોવિંદ સોહે.

(ઈંદ્રવજ્રા.)

રામા અને ભોજતણા તનુજ
પારાશરી શ્રી જયદેવનું જ
આ ગીતગોવિંદ રૂડા રસજ્ઞ
બંધુ તણે કંઠ રમો મનોજ્ઞ !

इति श्रीगीतगोविन्दे महाकाव्ये द्वादश : सर्ग : ।